લબ્બયક અલ્લાહુમ્મ લબ્બયક

# હજ અને ઉમરાહનો મુખ્તસર તરીકો



:: ઉર્દૂ સંકલન ::

શેખ અબ્દુલવહ્હાબ મદની

(હફિઝહુલ્લાહ)

:: ગુજરાતી અનુવાદ ::

અબ્દુલકાદિર નદીસરવાલા

:: પ્રકાશક ::

સુબાઈ જમ્ઈય્યત અહલે હદીષ, ગુજરાત



*"અલ્લાહ તઆલાએ તે લોકો પર જેઓ તેના તરફ માર્ગ પામી શકતા હોય, બૈતુલ્લાહની હજ અનિવાર્ય કરી દીધી છે."* (સૂરઃ આલે ઈમરાન-૯૭)

"જે કોઈ આ ઘર (મક્કા) માં આવ્યો અને બેહૂદા વાતો તથા બૂરા કામોથી બચતો રહ્યો તો તે (ગુનાહોથી પાક થઈને) એવી રીતે પાછો ફરશે જેવી રીતે માં ના પેટમાંથી પેદા થવાના દિવસે હતો." (બુખારી અને મુસ્લિમ)

**લબ્બય્ક અલ્લાહુમ્મ લબ્બય્ક,**
**લબ્બય્ક લા શરીક લક લબ્બય્ક.**
**ઈન્નલ હમ્દ વન્નિઅ્મત લક વલ્ મુલ્ક, લા શરીક લક**

(હું હાજર છું અય અલ્લાહ હું હાજર છું, હું હાજર છું તારો કોઈ શરીક નથી હું હાજર છું. બેશક તારીફ તારા માટે જ છે અને નેઅમતો તારી જ છે બાદશાહી તારા માટે જ છે, તારો કોઈ શરીક નથી.)

## ઉમરાહના અરકાન

૧. એહરામ બાંધ્યા પછી નિયત કરવી અને અલ્લાહુમ્મ લબ્બયક ઉમ્રતન્ કહેવું.
૨. બૈતુલ્લાહનો તવાફ કરવો.
૩. સફા મરવહની સઈ કરવી. (બુખારી અને મુસ્લિમ)

## હજના અરકાન

૧. મીકાતથી નિયત કરવી, હજ્જે તમત્તો કરનાર અલ્લાહુમ્મ લબ્બયક ઉમ્રતન્ કહે. પછી ૮ ઝિલહજના દિવસે ફરીથી મક્કામાં પોતાના રહેઠાણથી એહરામ બાંધીને અલ્લાહુમ્મ લબ્બયક હજ્જન કહે અને હજ્જે ઈફરાદ કરનાર અલ્લાહુમ્મ લબ્બયક હજ્જન કહે, જ્યારે કે હજ્જે કિરાન કરનાર અલ્લાહુમ્મ લબ્બયક ઉમ્રતન્ વ હજ્જન કહે.
૨. અરફાતના મેદાનમાં રોકાણ કરવું.
૩. તવાફે ઝિયારહ કરવા.
૪. સફા મરવહની સઈ કરવી. (બુખારી અને મુસ્લિમ)

ખાસ નોંધ : હજના અરકાનમાંથી જો કોઈ અરકાન ભુલથી પણ છૂટી જાય તો હજ બાતિલ થઈ જશે.

## ઉમરાહના વાજીબાત

૧. મીકાતથી એહરામ બાંધવું.
૨. પૂરા માથાના વાળ કપાવવા અથવા મુંડાવવા. (બુખારી અને મુસ્લિમ)

## હજના વાજીબાત

૧. મીકાતથી એહરામ બાંધવું.
૨. સૂર્યાસ્ત (ગુરૂબે આફતાબ) સુધી અરફાતમાં રોકાણ કરવું.
૩. કુરબાનીની રાત મુઝદલિફહમાં પસાર કરવી.
૪. ૧૦ ઝિલહજના દિવસે માત્ર મોટા જમરહને તથા ૧૧ અને ૧૨ ઝિલહજના દિવસે ત્રણેય જમરહને તરતીબથી અલ્લાહુ અકબર કહીને સાત-સાત કાંકરીઓ મારવી.
૫. ૧૧ અને ૧૨ ઝિલહજની રાત્રે મીનામાં રોકાણ કરવું.
૬. પૂરા માથાના વાળ કપાવવા અથવા વાળ મુંડાવવા. અને વાળ મુંડાવવા અફઝલ છે. (મુસ્લિમ)
૭. તવાફે વિદાઅ કરવા.

ખાસ નોંધ : જો કોઈ વાજીબાત છૂટી જાય તો તેના પર દમ આપવો વાજીબ છે. જે હરમની હદમાં ઝિબહ કરવામાં આવે અને મક્કાના ગરીબોમાં વહેંચી દેવામાં આવે. હાજી તેમાંથી કશું પણ ખાઈ શકતો નથી. (મૌઅત્તા)

## નિયત અને એહરામ બાંધવાનો તરીકો

પુરૂષો માટે એહરામ બાંધતા પહેલા મીકાત પર અથવા મીકાત પહેલા ગુસ્લ કરવું અને શરીર પર ખુશ્બુ લગાવવી મુસ્તહબ છે. અને જો શક્ય હોય તો હજામત વગેરેથી ફારીગ થઈ જવું જોઈએ. પુરૂષોના એહરામ માટે બે સફેદ ચાદરો જે શરીરને ઢાંકી શકે તેટલી હોવી જોઈએ. નાની ચાદરોનો ઉપયોગ કરવો જોઈએ નહીં. જ્યારે સ્ત્રીઓના એહરામ માટે કોઈ પહેરવેશ ચોક્કસ નથી. પછી દિલથી પોતાના હજ અથવા ઉમરહની નિયત કરે અને તલબિય્યહ પોકારે. જો કોઈ વ્યક્તિ બીજી વ્યક્તિ તરફથી હજ કરી રહ્યો હોય તો તે નિયત સાથે અલ્લાહુમ્મ લબ્બયૂક હજ્જન કહીને તેના નામનો પણ ઉલ્લેખ કરે. (બુખારી / અબુદાઉદ / તિર્મિઝી)

<u>ખાસ નોંધ</u>: જો હજ અને ઉમરહ માટે જવાવાળાને મક્કા મુકર્રમા સુધી પહોંચવામાં કોઈ પ્રકારની રૂકાવટ મહેસૂસ થતી હોય તો તેણે નિયત કરતી વખતે આમ કહેવું જોઈએ. 'અલ્લાહુમ્મ મહિલ્લિ હ્યશુ હબસ્તનિ' પછી જો તે મક્કા મુકર્રમા પહોંચી ન શકે તો તે 'દમ' આપ્યા વગર હલાલ થઈ જશે એટલે કે તે એહરામ ખોલી શકે છે. (બુખારી)

## એહરામની હાલતમાં મના ફરમાવેલ કામો અને તેનો કફ્ફારો

૧. શરીરના કોઈ ભાગના વાળ ઉખેડવા, કાપવા અથવા મુંડાવવા

૨. નખ કાપવા ૩. ખુશ્બુ લગાવવી. ૪. પુરૂષોએ માથું ઢાંકવું.

૫. પુરૂષોએ શરીર ઢાંકવા માટે સિલાઈ વાળા કપડાં પહેરવા (જેમકે સલવાર, કમીઝ, બનિયન, કોટ, પેન્ટ, પાયજામો વગેરે) સ્ત્રીઓએ મોજા અને નકાબ પહેરવો (બુખારી.)

**ખાસ નોંધ : અહીં દર્શાવેલા પાંચ મનાઈ કરેલા કામોમાંથી કોઈ કામ ગલતીથી અથવા ભૂલથી થઈ જાય તો તેના પર કોઈ કફ્ફારો નથી. અને જો કોઈ જાણીજોઈને આમાનું કોઈ કામ કરે તો તેના પર કફ્ફારો લાગુ પડશે. કફ્ફારા રૂપે ત્રણ દિવસના રોઝા રાખવા અથવા છ મિસ્કીનોને એક ટાઈમનું ખાવાનું ખવડાવવું અથવા 'દમ' આપવો. (સૂરઃ બકરહ-૧૯૬)**

૬. જંગલના જાનવરોનો શિકાર કરવો અથવા શિકાર કરવામાં કોઈની મદદ કરવી. આનો કફ્ફારો એ છે કે તે જાનવરના બરાબરીના એક જાનવરનો સદકો કરવો.

૭. નિકાહનો પૈગામ મોકલવો કે મોકલાવવો, નિકાહ કરવા અથવા કરાવવા. આનો કફ્ફારો માત્ર તૌબા અને

ઈસ્તિગફાર છે. (મુસ્લિમ)

૮. પત્નીને બોસો આપવો. જો ઈન્ઝાલ (સહવતના કારણે મનીનું નીકળવું) ન થાય તો તેના પર તોબા અને ઈસ્તિગફાર છે અને જો ઈન્ઝાલ થઈ જાય તો તેનો કફફારો એક તંદુરસ્ત મોટા જાનવરને ઝિબહ કરીને મક્કાના ગરીબોમાં વહેંચવામાં આવે.

૯. પત્ની સાથે હમબિસ્તરી કરવી. જો આ હમબિસ્તરી ૧૦ ઝિલહજે મોટા જમરહને કાંકરીઓ મારતા પહેલા કરી તો (૧) તેની હજ બાતિલ થઈ જશે. (૨) હજના બાકીના કામો પૂરા કરશે. (૩) આવતા વર્ષે બીજી વખત હજ કરશે. (૪) એક તંદુરસ્ત મોટા જાનવરને હરમની હદમાં ઝિબહ કરીને ગરીબોમાં વહેંચી દેશે. અને જો હમબિસ્તરી ૧૦ ઝિલહજે મોટા જમરહને કાંકરીઓ મારી દીધા પછી કરી છે તો તેની હજ થઈ જશે પરંતુ તેણે 'દમ' આપવો પડશે.

**ખાસ નોંધ : જો સ્ત્રીને એહરામની હાલતમાં હૈઝ અથવા નિફાસ વગેરેનું લોહી આવી જાય તો તે બૈતુલ્લાહના તવાફ સિવાય હજ અને ઉમરહના બાકીના તમામ અરકાન અને વાજીબાત અદા કરશે. (બુખારી અને મુસ્લિમ)**

# તવાફ અને સઈ નો તરીકો

૧. સીધા હજરે અસ્વદ પાસે આવી તેના તરફ મોઢું કરીને ઊભા થઈને 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' (બૈહકી) કહીને હજરે અસ્વદને બોસો આપવો. જો બોસો આપવો અશક્ય હોય તો હજરે અસ્વદને હાથ અથવા કોઈ વસ્તુનો સ્પર્શ કરાવીને ચુમવું અને જો સ્પર્શ કરાવવું પણ શક્ય ન હોય તો હાથ વડે ફક્ત ઈશારો કરવો અને આ સ્થિતિમાં હાથને ચૂમવા નહીં. (બુખારી, મુસ્લિમ)

૨. મર્દ પોતાની ચાદરથી ઈઝતિબાઅ કરે, એટલે કે ચાદરના એક કિનારાને જમણી બગલના નીચેથી લઈને ડાબા ખભા ઉપર નાખી લે. આ રીતે જમણો ખભો ખુલ્લો રહેશે અને ડાબો ખભો ઢંકાઈ જશે.

૩. બૈતુલ્લાહ શરીફ પોતાની ડાબી બાજુ રહે તે રીતે તવાફ શરૂ કરે. (મુસ્લિમ)

૪. મર્દ હાજી રમલના સાથે તવાફ શરૂ કરે એટલે કે નાના કદમ ઉઠાવી છાતી કાઢીને ખભા હલાવતા હલાવતા ચાલે અને આ તરીકો શરૂઆતના ત્રણ ચક્કરમાં અપનાવે પછી બાકીના ચાર ચક્કરો સામાન્ય ચાલથી ચાલે. (અહમદ, મુસ્લિમ)

૫. હતીમના બહારથી તવાફ કરતા કરતા રૂકને યમાની પાસે થઈને જો શક્ય હોય તો તેને હાથ વડે સ્પર્શ કરીલે અને પછી હજરે અસ્વદ તરફ આગળ વધે. રૂકને યમાની માટે હાથ વડે ઈશારો કરવો, બોસો આપવો અથવા 'બિસ્મિલ્લાહી અલ્લાહુ અકબર' કહેવું સાબિત નથી.

૬. રૂક્ને યમાનીથી હજરે અસ્વદ સુધી આ દુઆ પઢે "રબ્બના આતિના ફિદ્દુનિયા હસનતંવ વફિલ આખિરતિ હસનતંવ વકીના અઝાબન્નાર" (અબુ દાઉદ).

૭. હજરે અસ્વદ પર પહોંચતા આપનો એક ચક્કર પુરો થઈ ગયો. હવે ફરી હજરે અસ્વદ સામે આવીને 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' પઢે. જો હજરે અસ્વદને બોસો આપવો શક્ય હોય તો તેને બોસો આપે. અથવા હાથ કોઈ વસ્તુનો સ્પર્શ કરાવી ચૂમી લે અથવા માત્ર હાથના ઈશારાને કાફી સમજીને બીજો ચક્કર શરૂ કરી દે અને પહેલા ચક્કરની જેમ પુરો કરે. (બુખારી, મુસ્લિમ)

૮. આ રીતે સાત ચક્કર પુરા કરે અને દરેક ચક્કરને હજરે અસ્વદથી શરૂ કરીને હજરે અસ્વદ પર પુરો પણ કરે. (બુખારી, મુસ્લિમ)

૯. દરેક ચક્કર માટે કોઈ ખાસ દુઆ નબી (સ.અ.વ.)થી સાબિત નથી. પરંતુ કોઈપણ દુઆ અથવા કુરઆનની આયતો પઢી શકે છે.

૧૦. હજરે અસ્વદ અને કાબાના દરવાજા વચ્ચેના ભાગને મુલ્તઝમ કહે છે. તેના પર પોતાની છાતી, હાથ અને ચહેરાને રાખીને ચીમટીને દુઆ કરી શકાય છે. મુલ્તઝમ પર ગમે ત્યારે દુઆ કરી શકાય.

૧૧. તવાફ પુરો કર્યા પછી પોતાની ચાદર વ્યવસ્થિત કરી લે એટલે કે ઈઝતિબાઅની હાલત પુરી થઈ ગઈ. હવે પોતાના જમણા ખભાને પણ ઢાંકી લે.

૧૨. ત્યારબાદ મકામે ઈબ્રાહીમ પાસે જઈ આ આયત પઢવી. "વત્તખિજુ મિમ્મકામે ઈબ્રાહીમ મુસલ્લા." (મુસ્લિમ)

૧૩. મકામે ઈબ્રાહીમ પાછળ ઉભા રહીને બે રકઅત નમાઝે એવી રીતે પઢો કે પહેલી રકઅતમાં સૂરઃફાતિહા પછી સૂરઃકાફિરૂન અને બીજી રકઅતમાં સૂરઃફાતિહા પછી સૂરઃઈખ્લાસ પઢો. (મુસ્લિમ) જો મકામે ઈબ્રાહીમ પાસે જગ્યા ન મળે તો હરમમાં ગમે ત્યાં નમાઝ પઢી શકાય છે. આ નમાઝને તવાફની સુન્નત કહે છે.

૧૪. પછી ઝમઝમ પાસે જઈ ખૂબ તૃપ્ત થઈને ઝમઝમ પીવો. અને માથા ઉપર પણ ઝમઝમ વહાવવું જોઈએ. (અહમદ) અને યાદ રાખો કે ઝમઝમનું પાણી જે મકસદથી પીવામાં આવે છે તે મકસદ પૂરો થશે. (સહીહ હદીસ)

૧૫. ત્યારબાદ પાછા હજરે અસ્વદ પાસે આવીને બોસો આપવો અથવા ઈસ્તેલામ કરવું જેવી રીતે તવાફના દરેક ચક્કરના શરૂઆતમાં કરતા હતા. (મુસ્લિમ)

૧૬. ત્યારબાદ હજરે અસ્વદથી સીધા સફા તરફ જઈ સફા પાસે આ આયત પઢે. **"ઈન્નસ્સફા વલ મરવત મિન શઆઈરીલ્લાહ"** (સૂરઃબકરહ-૧૫૮) ત્યારબાદ **"અબ્દઉ બિમા બ-દ-અલ્લાહુ બિહી"** પઢે. (મુસ્લિમ) (નોંધ : માત્ર પહેલા ચક્કર વખતે જ પઢે ત્યારપછીના ચક્કરો વખતે પઢવું નહીં.) ત્યારબાદ સફા પર ચઢીને કિબ્લા તરફ મોઢું રાખો, જો કાબા દેખાય તો બહેતર છે પછી બંને હાથ ઉઠાવી આ દુઆ પઢો. **"અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા ઈલાહા ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલમુલ્કુ વલહુલ હમ્દુ વહુવા અલા કુલ્લે શયઈન કદીર લા ઈલાહા**

ઈલ્લલ્લાહુ વહદુ અન્જઝ વઅ્દહુ વ નસર અબ્દહૂ વ હઝમલ્ અહ્ઝાબ વહ્દહૂ" ત્યારબાદ જે દુઆ માંગવી હોય તે માંગો. પછી આ જ દુઆને ફરીથી પઢો. આવું ત્રણ વખત કરો. (મુસ્લિમ)

૧૭. દુઆ માંગ્યા પછી સફાથી નીચે ઉતરી સામાન્ય ચાલ ચાલો. પરંતુ બે લીલી લાઈટ વચ્ચે ઝડપથી દોડો. પછી સામાન્ય ચાલ ચાલીને મરવહ પર ચઢો. ત્યારબાદ તેના પર કિબ્લા તરફ મોઢું કરીને ઉભા થઈ જાઓ જો કાબા દેખાય તો બહેતર છે. અને હવે બંને હાથ ઉઠાવીને એવી જ રીતે દુઆ કરો જેવી રીતે સફા પર કરી હતી. (મુસ્લિમ) આ રીતે એક ચક્કર પુરો થશે.

૧૮. પછી મરવહથી ઉતરીને સફા તરફ ચાલો અને બંને લીલી લાઈટ વચ્ચે ઝડપથી દોડો. સફા પર પહોંચીને એવી જ રીતે દુઆ કરો જેવી રીતે પહેલા ચક્કરમાં કરી હતી. આ રીતે બીજો ચક્કર પુરો થયો. ત્યારબાદ મરવહ તરફ ચાલો અને આ રીતે સાત ચક્કર પુરા કરો. સાતમો ચક્કર મરવહ પર પૂરો થશે.

૧૯. સઈ દરમિયાન કોઈપણ દુઆ તસ્બીહ કે કુરઆનની આયતની તિલાવત કરી શકાય છે.

૨૦. સઈના સાત ચક્કર પુરા થયા પછી ઉમરહ અને હજ્જે તમત્તો કરનાર પુરા માથાના વાળ કપાવે અથવા મુંડાવે અને એહરામ ખોલી નાખે. (બુખારી, મુસ્લિમ)

૨૧. સ્ત્રીઓ પોતાની ચોટીના વાળોમાંથી આંગળીના એક પોર બરાબર વાળ કાપે. એનાથી વધારે ન કાપે. (સહીહ હદીસ)

# હાજી માટે ૮ ઝિલહજ પહેલા કરવાના કામો

## હજ્જે ઈફરાદ કરનારાઓ માટેના કામો

૧. મીકાતથી એહરામ બાંધવું અને અલ્લાહુમ્મ લબ્બયક હજ્જન કહેવું, મક્કાવાસીઓએ હજ માટે મીકાતના બદલે પોતાના રહેઠાણથી જ એહરામ બાંધવાનું છે. ભલેને તેમનું રહેઠાણ કાયમી હોય અથવા હંગામી, અલબત્તા ઉમરાહ માટે તેમણે હરમની હદથી નીકળીને એહરામ બાંધવું પડશે.

૨. મક્કા પહોંચીને 'તવાફે કુદુમ' કરવા (એટલે કે બૈતુલ્લાહના સાત ચક્કર લગાવવા.)

૩. સફા મરવહની સઈ કરવી. જો હજ્જે ઈફરાદ કરવાવાળાએ તવાફે કુદુમ વખતે સઈ ન કરી હોય અથવા પછી તે પોતાના ઘરથી સીધો મીના તરફ ચાલ્યો ગયો હોય તો તેણે તવાફે ઝિયારહ પછી સઈ કરવી પડશે અને તેને કુરબાનીના દિવસ સુધી એહરામમાં જ રહેવું પડશે. (બુખારી અને મુસ્લિમ)

## હજ્જે કિરાન કરનારાઓ માટેના કામો

૧. કુરબાની સાથે લઈને અથવા કુરબાનીની કુપન લઈને મીકાતથી એહરામ બાંધવું અને "અલ્લાહુમ્મ લબ્બયક ઉમ્રતન્ વ હજ્જન" કહીને નિયત કરવી.

૨. મક્કા પહોંચીને તવાફે કુદુમ કરવા.
૩. સફા મરવહની સઈ કરવી, જો તે દિવસે સઈ ન કરી શકે તો તે તવાફે ઝિયારહ પછી પણ કરી શકાય છે.
૪. હાજી કુરબાનીના દિવસ સુધી એહરામમાં જ રહેશે અને એહરામમાં મનાઈ કરેલા કામોથી બચે. (બુખારી અને મુસ્લિમ)

## હજ્જે તમત્તો કરનારાઓ માટેના કામો

૧. મીકાતથી એહરામ બાંધવું અને "અલ્લાહુમ્મ લબ્બયૂક ઉમ્રતન્" કહેવું.
૨. તવાફે કુદુમ કરવા (આ જ તવાફે ઉમરાહ પણ છે)
૩. સફા મરવહની સઈ કરવી.
૪. પુરા માથાના વાળ કપાવવા અથવા વાળ મુંડાવવા.
૫. એહરામ ખોલી નાખવું. (બુખારી અને મુસ્લિમ)

**નોંધ** : (૧) બૈતુલ્લાહનો તવાફ કરતી વખતે દરેક ચક્કરમાં રૂકને યમાની અને હજરે અસ્વદ દરમિયાન આ દુઆ પઢવી મુસ્તહબ છે. **"રબ્બના આતિના ફિદ્દુનિયા હસનતંવ વફિલ આખિરતિ હસનતંવ વકીના અઝાબન્નાર"** (સૂરઃબકરહ-૨૦૧) (અબુદાઉદ) આના સિવાય દરેક ચક્કરની કોઈ ખાસ દુઆ નથી, જે ચાહો અલ્લાહ તઆલાથી દુઆ કરો.

(૨) સફા પર આ દુઆ પઢવી મુસ્તહબ છે. "ઈન્નસ્સફા વલ મરવત મિન શઆઈરીલ્લાહ" (સૂરઃબકરહ-૧૫૮) આના પછી આ શબ્દો કહે 'અબ્દઉ બિમા બદઅલ્લાહુ બિહી' પછી કિબ્લા તરફ મોઢું કરીને ત્રણ વખત અલ્લાહુ અકબર કહે, અને ત્રણ વખત આ દુઆ પઢે, "લા ઈલાહા ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલમુલ્કુ વલહુલ હમ્દુ વહુવા અલા કુલ્લે શયઈન કદીર લા ઈલાહા ઈલ્લલ્લાહુ વહદુ અન્જઝ વઅ્દહુ વ નસર અબ્દહૂ વ હઝમલ્ અહ્ઝાબ વહ્દહૂ" અને આ દુઆઓ દરમ્યાનમાં કિબ્લા તરફ મોઢું કરીને હાથ ઉઠાવીને જે દિલ ચાહે દુઆ કરે અને આ જ દુઆ ત્રણ વખત અલ્લાહુ અકબર કહી મરવહ ઉપર પણ પઢે. (મુસ્લિમ, અબુ દાઉદ, નસાઈ) યાદ રહે કે પુરૂષો માટે બે લીલી નિશાનીઓ દરમ્યાન દોડવું મુસ્તહબ છે. (નસાઈ, ઈબ્નેમાજહ)

## ૮ ઝિલહજ ના દિવસે

મીના તરફ જવું, યાદ રહે કે હજ્જે તમત્તો કરનાર ૮ ઝિલહજના દિવસે પોતાના રહેઠાણથી એહરામ બાંધશે અને આ શબ્દો કહે "અલ્લાહુમ્મ લબ્બયક હજ્જન" હાજી મીનામાં ઝુહર, અસર, મગરીબ, ઈશા અને ફઝરની નમાઝો જમા કર્યા વગર પોતપોતાના સમયમાં કસર એટલે બે-બે રકઅત અદા કરે જ્યારે કે મગરીબની ત્રણ રકઅત પઢે. (બુખારી અને મુસ્લિમ)

## ૯ ઝિલહજ (અરફાત) નો દિવસ

૧. સૂર્યોદય (તુલુએ આફતાબ) પછી તલબિય્યહ અને તકબીર કહેતાં કહેતાં અરફાત તરફ જવું મુસ્તહબ છે. ત્યાં હાજી એક અઝાન સાથે ઝોહરના સમયે ઝોહર અને અસરની નમાઝ જમા કરીને કસર એટલે કે બે-બે રકઅત કરીને અદા કરે અને દરેક નમાઝ માટે અલગ અલગ તકબીર કહે. પછી સૂર્યાસ્ત (ગુરૂબે આફતાબ) સુધી હાજી માટે મસ્નુન છે કે તે અલ્લાહનો ઝિક્ર કરે, કુરઆન મજીદની તિલાવત કરે અને અલ્લાહ તઆલાને દુઆ કરવામાં મશગુલ રહે. દુઆમાં કિબ્લા તરફ મોઢું કરવું મુસ્તહબ છે નહિં કે જબલે રહમતની તરફ, હાજી માટે ૯ ઝિલહજ (અરફાતનો દિવસ) નો રોઝો રાખવો સાબિત નથી. વાદીએ ઉરના અરફાતના મેદાનની હદમાં સામેલ નથી, તેથી ત્યાં ઝોહર અને અસરની નમાઝ પછી બેસવું યોગ્ય નથી. એવી જ રીતે જબલે રહમત પર ચઢવું પણ મુસ્તહબ નથી આ દિવસે **"લા ઈલાહા ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલમુલ્કુ વલહુલહમ્દુ વ હુવ અલા કુલ્લે શયઈન કદીર"** પઢવું તમામ અંબિયા અને આપ (સ.અ.વ.)ની સુન્નત છે. અલબત્તા મોડા પહોંચનાર જો ૧૦ ઝિલહજના દિવસે તુલુએ ફજર પહેલા અરફાતના મેદાનમાં પહોંચી જાય તો તેમનો અરકાન પણ અદા થઈ જશે. (બુખારી અને મુસ્લિમ)

૨. સૂર્યાસ્ત (ગુરૂબે આફતાબ) પછી મુઝદલિફહ જવું, એક અઝાન

અને બે અલગ-અલગ તકબીરો સાથે મગરીબ અને ઈશાંની નમાઝ જમા કરીને કસર (મગરિબની ત્રણ રકઅત અને ઈશાંની બે રકઅત) અદા કરે. (બુખારી અને મુસ્લિમ)

૩. હાજી મુઝદલિફહમાં આ રાત આરામથી પસાર કરે, ત્યાં ફઝરની નમાઝ અદા કરે અને ફજર પછી કસરતથી અલ્લાહ તઆલાનો ઝિક્ર કરે અને દુઆ કરે ત્યાં સુધી કે અજવાળુ થઈ જાય અને સૂર્યોદય(તુલુએ આફતાબ) થતા પહેલાં મીના તરફ જવા માટે નીકળી જાય, યાદ રહે કે મશઅરીલ હરામના પાસે રોકાવું અને દુઆ કરવી મુસ્તહબ છે, કમજોર સ્ત્રીઓ, ઉંમરલાયક અને અશક્ત લોકો માટે અડધી રાત પછી પણ મુઝદલિફહથી મીના જવું જાઈઝ છે. (બુખારી, મુસ્લિમ, ઝાદુલમઆદ)

૪. મોટા જમરહને મારવા માટે સાત કાંકરીઓ જો આસાનીથી મળી જાય તો મુઝદલિફહ છોડતા પહેલાં કોઈપણ સમયે લઈ લે, આ કાંકરીઓ મીનાના મેદાનમાંથી પણ લઈ શકાય છે, જે ચણાના દાણાથી થોડીક મોટી હોય, આ કાંકરીઓને ધોવી બિદઅત છે.

## ૧૦ ઝિલહજ નો દિવસ

સૂર્યોદય (તુલુએ આફતાબ) પહેલા મીના તરફ જવું, ત્યાં હાજી આ ચાર કામ કરે.

૧. મોટા જમરહને સૂરજ નીકળ્યા પછી એક-એક કરીને સાત કાંકરીઓ અલ્લાહુ અકબર કહીને મારવી (જેને રમી કહે છે) અને આના પછી તલબિય્યહ કહેવાનું બંધ કરવું.

૨. કુરબાની કરે.
૩. પુરા માથાના વાળ કપાવવા અથવા વાળ મુંડાવવા અને આ જ અફઝલ છે. (બુખારી, મુસ્લિમ, ઈબ્ને ખુઝૈમા)
૪. તવાફે ઝિયારહ કરે, જો કે આને મજબુરીના કારણે તવાફે વિદાઅ સુધી મુલતવી રાખવા પણ જાઈઝ છે. પરંતુ તવાફે વિદાઅના સાથે તવાફે ઝિયારહની પણ નિયત કરી લે, બંને અદા થઈ જશે.

**નોંધ :** (૧) હજ્જે ઈફરાદ અને હજ્જે કિરાન કરનારાઓએ જો 'તવાફે કુદુમ' કર્યા હતા. પરંતુ સઈ કરી ન હતી તો તવાફે ઝિયારહના સાથે સઈ કરી લે.

(૨) હજ્જે કિરાન અને હજ્જે તમત્તો કરનારાઓ કુરબાની કરે.

(૩) મક્કાના રહેવાસીઓ પર કુરબાની નથી.

(૪) ૧૦ ઝિલહજ્જે મોટા શૈતાનને કાંકરીઓ મારી લેવાથી હાજી પર એહરામની પાબંદી ખત્મ થઈ જાય છે. માત્ર હાજી પોતાની પત્ની સાથે હમબિસ્તરી નથી કરી શકતો. પરંતુ તવાફે ઝિયારહ અને સઈ કરી લીધા પછી પત્ની સાથે હમબિસ્તરી કરવી જાઈઝ છે. યાદ રહે કે ૧૦ ઝિલહજ્જે ચાર કામો તરતીબથી (ક્રમશઃ) કરવા મુસ્તહબ છે. પરંતુ હજ સહી થવા માટે શરત નથી અને ન તો તરતીબ છોડવાથી દમ આપવો વાજીબ થાય છે. (બુખારી, મુસ્લિમ, અબુદાઉદ, ઈબ્ને ખુઝૈમા)

## ૧૧ ઝિલહજ નો દિવસ

૧. ૧૧ ઝિલહજની રાત મીનામાં રોકાવવું વાજીબ છે. પરંતુ ચરવાહાઓના માટે અને હાજીઓને પાણી પીવડાવનારાઓ માટે છૂટ છે.

૨. ઝવાલ પછી ત્રણ જમરહને અલ્લાહુ અકબર કહીને તરતીબ સાથે દરેક જમરહને સાત કાંકરીઓ મારવી, યાદ રહે કે માત્ર નાના અને વચલા જમરહને કાંકરીઓ મારી દીધા પછી દુઆ કરવી મુસ્તહબ છે. (મુસ્લિમ, અબુદાઉદ, મુસ્નદ અહમદ, ઈબ્ને ખુઝૈમહ)

**ખાસ નોંધ : જો હાજીને કાંકરીઓની ગણતરીમાં શંકા થઈ જાય તો જે ગણતરી પર તેને યકીન હોય તેના પર વિશ્વાસ કરીને બાકીની ગણતરી પુરી કરી લે.**

## ૧૨ ઝિલહજ નો દિવસ

૧. ૧૨ ઝિલહજની રાત મીનામાં રોકાવવું વાજીબ છે. પરંતુ ચરવાહાઓના માટે અને હાજીઓને પાણી પીવડાવનારાઓ માટે છૂટ છે.

૨. ૧૧ ઝિલહજની જેમ ત્રણેય જમરહને કાંકરીઓ મારવી, હવે જો કોઈ મક્કા જવા ઈચ્છે તો ગુરૂબે આફતાબ થતા પહેલા-પહેલા મીનાની હદથી નીકળી જાય અને જ્યારે પોતાના વતન પાછો ફરવા ચાહે ત્યારે તવાફે વિદાઅ કરી લે. અલબત્તા ૧૩ ઝિલહજના દિવસે કાંકરીઓ મારવી

અફઝલ છે. (સૂરઃ બકરહ-૨૦૩) (અબુદાઉદ, મૌઅત્તા)

## ૧૩ ઝિલહજ નો દિવસ

૧. બિલકુલ ૧૧ અને ૧૨ ઝિલહજના દિવસની જેમ ૧૩ ઝિલહજના દિવસે પણ ત્રણેય જમરહને કાંકરીઓ મારવી.

૨. મક્કાને છોડતી વખતે તવાફે વિદાઅ કરવા વાજીબ છે અને તેના છૂટી જવા પર 'દમ' વાજીબ થઈ જાય છે.

**ખાસ નોંધ : હૈઝ અને નિફાસ વાળી સ્ત્રીઓ તવાફે વિદાઅ નહીં કરે. (બુખારી, મુસ્લિમ, અબુ દાઉદ)**

## મદીનતુર્રસૂલ (સલ્લ.) નો મુબારક સફર

આ વાત સારી રીતે જાણી લો કે હજ મક્કા મુકર્રમામાં પૂરી થઈ જાય છે. પરંતુ જે શખ્સને અલ્લાહ તઆલા હજ જેવી અઝીમ સઆદત નસીબ ફરમાવે તો તે મદીના મુનવ્વરાની જીયારતથી કેમ મેહરૂમ રહે ? આ અલ્લાહ તઆલાના પ્યારા રસૂલ (સલ્લ.)નું શહેર છે. તેથી હાજી મદીના મુનવ્વરાનો સફર કરવા ચાહે તો મસ્જીદે નબવીની જીયારતની નિયત કરે, મદીના મુનવ્વરા પહોંચીને તેના માટે નીચે દર્શાવેલ ઝિયારતો શરીઅતથી સાબિત છે. (બુખારી અને મુસ્લિમ)

૧. મસ્જીદે નબવીની ઝિયારત : જ્યારે હાજી મસ્જીદે નબવીમાં દાખલ થાય ત્યારે તહિય્યતુલ મસ્જીદ એટલે કે બે રકઅત અદા કરે. અલબત્તા રીયાઝુલ જન્નહમાં બે રકઅત પઢવી અફઝલ છે. (બુખારી અને મુસ્લિમ)

૨. કબરે રસૂલ (સલ્લ.)ની ઝિયારત : હાજી આપ (સલ્લ.)ની કબર મુબારક પાસે જાય, બેહદ અદબો અહેતેરામ સાથે ધીમી અવાજમાં

સલામ કહે અને દુરૂદ પઢે પછી હઝરત અબુબક્ર સીદીક (રદી.) અને હઝરત ઉમર ફારૂક (રદી.) ને પણ સલામ કહે. (મૌઅત્તા)

૩. બકીએ ગરકદની ઝિયારત : આ મદીના મુનવ્વરાનું કબ્રસ્તાન છે. હાજી ત્યાં જાય અને સહાબા-એ-કિરામ (રદી.) અને મોમિનો માટે ઈસ્તિગફાર અને તેમના દરજાતની બુલંદી માટે દુઆ કરે. (મુસ્લિમ) અલબત્તા કબ્રસ્તાનમાં દાખલ થતી વખતે આ દુઆ પઢવી મુસ્તહબ છે. **"અસ્સલામુ અલય્કુમ અહ્લદ્ દિયારિ મિનલ્ મુઅ્મિનીન વલ્ મુસ્લિમીન્. વ ઈન્ના ઈન્શાઅલ્લાહુ બિકુમ લાહિકૂન્. નસ્અલુલ્લાહ લના વ લકુમૂલ્ આફીયહ્.** (મુસ્લિમ, ઈબ્નેમાજહ)

૪. ઉહદના શહીદોની ઝિયારત : હાજી ઉહદના મેદાનમાં શહીદોની કબરો પાસે જઈને તેમના માટે બુલંદ દરજાતની દુઆ કરે. અહીં પણ બકીઅ ગરકદ (કબ્રસ્તાન) વાળી દુઆ પઢવી મસ્નુન છે.

૫. મસ્જીદે કુબાની ઝિયારત : હાજી બાવુઝુ થઈને મસ્જીદે કુબા જાય અને ત્યાં બે રકઅત નફલ અદા કરે જેનો સવાબ એક ઉમરાહ બરાબર છે. (નસાઈ)

**જરૂરી સ્પષ્ટીકરણ :**

- હુજ્જાજે કિરામને એ વાતનું ધ્યાન રહે કે કોઈપણ ઈબાદત ત્યાં સુધી કબુલ નથી થતી જ્યાં સુધી તેમાં બે શરતોનું ધ્યાન રાખવામાં ન આવે... (૧) ઈખ્લાસ (૨) ઈત્તેબાએ રસૂલ (સલ્લ.)
- એટલે કે આ ઈબાદત ફક્ત અલ્લાહની ખુશનુદી હાસિલ કરવા માટે હોય, તેમાં કોઈ પ્રકારનો દેખાડો ન હોય અને ન આ ઈબાદતનો મકસદ કોઈ બીજાને રાજી કરવાનો હોય અને આ ઈબાદત નબી કરીમ (સલ્લ.)ની સુન્નત અનુસાર હોય. જો આ બે શરતોમાંથી એક શરત

પણ છૂટી ગઈ તો ઈબાદત બેકાર થઈ જશે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે (વમા ઉમીરૂ ઈલ્લા લીયઅ્બુદુલ્લાહા મુખલિસીના લહુદીન) અને નબી કરીમ (સલ્લ.)નું ફરમાન છે. ''સલ્લુ કમા રઅયતુમુની ઉસલ્લી'' અને ફરમાવ્યું (ખુઝુ અન્ની મના સીકકુમ) તેથી આપણે હજ અને બીજી ઈબાદતોમાં આ શરતોનો ખ્યાલ રાખવો જોઈએ.

- મદીનામાં રોકાણ દરમ્યાન મસ્જીદે નબવીમાં ૪૦ નમાઝો ફરજીયાત અને જરૂરી સમજીને અદા કરવી. કોઈપણ સહીહ હદીસથી સાબિત નથી, ન સહાબાએ કિરામ (રદી.) અને અઈમ્માએ કિરામ (રહીમહુમુલ્લાહ) એ આવો અમલ કર્યો, બલ્કે જેટલી પણ નમાઝો પઢવાનો મોકો મળે તે ખુશનસીબી છે. યાદ રહે આ નમાઝોનો હજ અથવા ઉમરાહ સાથે કોઈ સંબંધ નથી. આના વિશે રજૂ કરવામાં આવતી હદીસ ઝઈફ છે. વિસ્તૃત જાણકારી માટે જૂઓ (સીલસીલાતુલ અહાદિસ ઝઈફા વ મોઝુઆ લિલ અલ્બાની, હદીસ નં.૩૬૪) જ્યારે કે આ ઝઈફ હદીસના મુકાબલામાં સહીહ હદીસ અહીં દર્શાવેલ છે. જેમાં કોઈ જગ્યા, વિસ્તાર, અથવા મસ્જીદનો કોઈ ઉલ્લેખ નથી. આમાં ૪૦ નમાઝોના બદલે ૪૦ દિવસની નમાઝનો ઉલ્લેખ છે. હદીસ આ મુજબ છે. ''જેણે ૪૦ દિવસ તમામ નમાઝો બાજમાઅત તકબીરે ઉલા સાથે અદા કરી તેના માટે બે વસ્તુથી છૂટકારો લખી દેવામાં આવે છે. (૧) જહન્નમની આગથી, (૨) નિફાકથી (તિર્મિઝી). વિસ્તૃત માહિતી માટે જુઓ (સીલસીલાતુલ અહાદિસ સહીહા લિલ અલબાની, હદીસ નં. ૨૬૫૨) અલ્લાહ તઆલાથી દુઆ છે કે તે આપની હજ અને તમામ નેક આમાલને કુબુલ ફરમાવે.... આમીન...

(વમા અલયના ઈલ્લલ બલાગ)

પ્રકાશન નંબર : 01

કિતાબનું નામ : હજ અને ઉમરાહનો મુખ્તસર તરીકો

ઉર્દૂ સંકલન : શૈખ અબ્દુલવહ્હાબ મદની (હફીઝહુલ્લાહ)

ગુજરાતી અનુવાદ : અબ્દુલકાદિર નદીસરવાલા

પેજ : ૨૦ આવૃત્તિ : પ્રથમ

પ્રકાશન વર્ષ : જુલાઈ-૨૦૧૯ નકલ : ૧૦૦૦

પ્રાપ્તિ સ્થાન :

જામા મસ્જીદ અહલે હદીષ

૧૦, આર્યન માર્કેટ, કબાડી માર્કેટ નં.-૩,

પરીક્ષિતલાલ નગર સામે, બહેરામપુરા

અહમદઆબાદ - ૩૮૦૦૨૨

પ્રકાશક :

સુબાઈ જમ્ઈઅત અહલે હદીષ, ગુજરાત

મનુબર ચોકડી, ઝમઝમ પાર્ક, ભરૂચ.